# મવત અને શયતાન


લેખક :

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સાહબ





અનુવાદક અને સંપાદક :

મોહંમદ ઇબ્રાહીમ કરોડીઆ

(સુરખાઇકર)




[ આવૃત્તિ બીજી ]

# હાજી ઈબ્રાહીમભાઈ પટેલ માટે

# દુઆની દરખાસ્ત

જ. હાજી ઈબ્રાહીમભાઈ ઇસ્માઈલ પટેલ જેઓ પરિચયના મોહતાજ નથી તેમની જાઈઝ કમાઇનો ઘણો હિસ્સો દીને ઈસ્લામના કામો પાછળ તેમ ફસાદઝદા મુસ્લિમોના રાહત કામો પાછળ ખર્ચ થઈ રહ્યો છે. આ કિતાબ છપાવી વકફ કરવા તેમનું ધ્યાન દોરતાં તેમણે તરત જ આ મહત્વની બાબતને સ્વીકારી અને તે પ્રતાપે આ અતિ મહત્વનું પ્રકાશન છપાવી વાંચકો સમક્ષ રજુ કરી શકયો. વાંચકોથી નમ્ર અને આગ્રહભરી વિનંતી કે જનાબ હાજી ઈબ્રાહીમભાઈ પટેલ સાહેબને દુન્યા અને આખેરતની તમામ નેઅમતોથી નવાઝે અને તેમને અલ્લાહ તઆલા બેહતરીન રિઝક અતા ફર્માવે. તેમ તેમને અને તેમની એહલીયા તથા ઔલાદને તંદુરસ્તી સાથે ઈમાનની સલામતી આપે. અને એઓ તમામના જાઈઝ મકસદો પુરા થાય તે માટે અલ્લાહ જલ્લે શાનહુથી દુઆ કરવામાં આવે.

વસ્સલામ

મોહંમદ કરોલીઆ

# મવત અને શયતાન


લેખક :

હઝરત મવલાના મુફ્તી મુહમ્મદ શફીઅ સાહબ

અનુવાદક અને સંપાદક :

મોહંમદ ઇબ્રાહીમ કરોડીઆ

(સુરખાઈકર)


કિંમત

વાંચી વિચારી અમલ કરી બીજાને વંચાવવાની શરતે ફ્રી


[ આવૃત્તિ બીજી ]

આ કિતાબ મૂળ હરણગામ તાલુકા ચીખલીનાં રહીશ અને હાલ ધંધાર્થે ડીયુઝબરી (ઇંગ્લેન્ડ) ખાતે વસવાટ કરતા જનાબ હાજી ઇબ્રાહીમભાઇ ઇસ્માઇલ પટેલ (લુમ્બના) તરફથી તેમના વાલેદૈનના ઈસાલે સવાબ અર્થે છપાવી વકફ કરવામાં આવી.

# વાંચકોને નમ્ર વિનંતી

આ કિતાબના વાંચકોને નમ્ર વિનંતી કે જનાબ હાજી ઈબ્રાહીમભાઈ ઈસ્માઈલ પટેલના વાલેદૈન માટે દુઆ ગુઝારે. મહુંમોને અલ્લાહ જલ્લેશાનહુ કબ્રના અઝાબથી નજાત આપી દોઝખની આગથી બચાવે અને તેઓને જન્નતુલ ફિરદૌસમાં ઉચ્ચ મુકામ અતા ફરમાવે. (આમીન)

# અનુવાદકનું નિવેદન

હમ્દો સલાત બાદ,

અલ્લાહના ફઝલો કરમથી 'મવત અને શયતાન' નામક પ્રકાશનની બીજી આવૃત્તિ મૂળ હરણ ગામના અને હાલમાં ધંધાર્થે ઈંગ્લેન્ડ ખાતે વસવાટ કરતા જનાબ હાજી ઇબ્રાહીમ-ભાઈ ઈસ્માઈલ પટેલના સહયોગથી તેમના વાલેદૈનના ઈસાલે સવાબ અર્થે છપાવી પ્રગટ કરી વાંચકો સમક્ષ રજુ કરવામાં આવે છે. મઝકુર લોકો ઉપયોગી પ્રકાશનની પહેલી પ્રત જુલાઇ ૧૯૭૩માં આપલધરા તા. વાંસદાના અને ધંધાર્થે જોહનીસ-બર્ગ સાઉથ આફ્રિકા ખાતે રહેતા જનાબ હાજી ઈસ્માઈલ સાલેજી લહેર તરફથી છપાવી પ્રગટ કરી વાંચકોને વિના મૂલ્યે અર્પણ કરવામાં આવેલ. તે પછી આ ઇબ્રતનાક પ્રકાશનની ઠેરઠેરથી માંગ થતાં જનાબ હાજી ઇબ્રાહીમભાઈ પટેલ સાહેબ (લુમ્બા)નું ડીયુઝબરી ઈંગ્લેન્ડ ખાતે ધ્યાન દોરવામાં આવતાં તેમણે એક હઝાર કોપી પોતાના તરફથી છપાવવા નાંણાંકિય મદદ કરી.

જેમને અલ્લાહ તઆલાએ દોલતથી નવાઝ્યા છે તેઓને નમ્ર વિનંતી કે તેઓ તેમની કિમતી કમાઈના નાણાં આવા દીની પ્રકાશનો છપાવવામાં ખર્ચ કરે જે એક અતિ મહત્વનું સવાબે જારિયહનું કામ છે. આવા કામો પાછળ હું મારી સેવા ફ્રી આપવા તત્પર છું.

'કબ્ર' નામક ઇબ્રતનાક પ્રકાશન અનુવાદ થઈ તૈયાર પડયું છે જેની એક હઝાર કોપીનો છપાઈ ખર્ચ રૂપિયા ૨૦૦૦/- છે. આશા છે કે સખી સજ્જનો આ દિશામાં પોતાનો યથાશક્તિ ફાળો આપશે. ફક્ત વસ્સલામ.

સુરખાઈ, મોહંમદ ઇબ્રાહીમ કરોલીયા

તા. ચીખલી, (જિ. વલસાડ) તા. ૧-૧૦-'૮૭

# પ્રસ્તાવિક

હમ્દ અને સલાત પછી,

કેટલાક બુઝુર્ગોના બનાવો, અને કેટલીક રિવાયતોમાં મૌતની વેળા શયતાનનું સામે આવવું અને ઈન્સાનને એવા નાઝુક સમયે ગુમરાહ કરવાની કોશીશ વિષે વાંચી ઘણાં સમય પહેલાં વિચાર સુજ્યો હતો કે એક રિસાલામાં એ અંગેની રિવાયતો એકત્ર કરવામાં આવે. ઈન્સાનના અને જાનના અને ઈમાનના દુશ્મનના મકર (ફરેબ ધોકા)થી બચવાની તદબીરો નકલ કરવામાં આવે. પરંતુ પાછળથી બીજી પ્રવૃત્તિ અને કાર્યોના રોકાણોએ ફુરસદ ન આપી અને એ ઈરાદો પણ બીજા ઈરાદાઓની પેઠે ખિયાલથી આગળ ન વધી શકયો.

જોગાનુજોગ મારા ઉમ્મે મુહતરમ મુહમ્મદ નઈમ સાહબ દેવબંદીની વફાત થઈ અને નઝઅનો ફરેબ લગભગ દોઢ કલાક સુધી આ લખનારની સામે જ શયતાન સાથે એમનો મુનાઝેરો (વાદ વિવાદ) થતો રહ્યો, આ અચંબા ભર્યો પ્રસંગ આંખોએ પહેલી જ વાર જોયો અને મહૂમના ગમ તથા ઈબ્રતખેજ પ્રસંગોએ પુરાણા ખિયાલને તાઝો કરી દીધો અને તેજ વેળા થોડા પાના લખી નાંખ્યાં, અને સાથે સાથે મૌલાના મહુંમનો પ્રસંગ પણ બોધદાયક હોઈ નોંધી લીધો. જે મુસલમાનો આ રિસાલાનો લાભ ઉઠાવે એમનાથી વિનંતી છે કે તેઓ આ લખનારના હકમાં દુઆ કરે.

—મુફ્તી મુહમ્મદ શફીઅ

# મવત વેળા શયતાનનું બહેકાવવું

હદીસ શરીફમાં છે કે આં હઝરત (સ. અ. વ.) એ ફરમાવ્યું—જે (મુસલમાન) મવતની નજીક હોય, એમની પાસે રહો અને એમને કલમએ લાઈલાહા ઈલ્લલ્લાહ પઢવાનું સમજાવો અને એમને જન્નતની ખુશખબર સંભળાવો. કેમ કે એ સખ્તાઈના સમયે મોટા મોટા અક્કલમંદ ઔરત-મર્દ હેરાન થઈ જાય છે.

❊ ❊ ❊

અને શયતાન તે વેળા ઈન્સાનની સાથે બધાય સમય કરતાં વધુ નજીક હોય છે. હઝરત ઉમર રદિ. ફરમાવે છે કે, તમારા મવતની નજીક લોકોની પાસે રહો અને એમને અલ્લાહનું નામ યાદ અપાવો. (એ) એટલા માટે કે તેઓ એવી ચીજોને જુએ છે જેને તમે જોતા નથી.

❊ ❊ ❊

આ ઉપરાંત હઝરત ફારૂકે આઝમ (રદિ.) ના એક ફરમાનમાં આ શબ્દો પણ નકલ કરવામાં આવ્યા છે. એટલા માટે કે તેઓ અમુક ચીજો જુએ છે અને એમનાથી અમુક વાતો કરવામાં આવે છે (એનાથી મુરાદ ઘણું કરીને આ છે કે શયતાન એમને ગુમરાહ કરવાની વાતો કહે છે)

અને હઝરત હસન બસરી (રહ.) નકલ કરે છે કે જ્યારે હક તઆલાએ હઝરત આદમ અને હવ્વા અલયહિસ્સલામને દુનિયામાં ઉતાર્યા તો સાથે જ શયતાન પણ ખુશી મનાવવા માટે ઉતર્યો અને બોલ્યો કે જ્યારે મેં મા-બાપને બહેકાવ્યા તો એમની અવલાદ તો નિર્બળ અને કમજોર છે (એમને

બહેકાવવું શું મુશ્કીલ છે) અને એ જ ઈબ્લીસની ધારણા હતી જેના સંબંધી અલ્લાહ તઆલાનો ઈરશાદ છે. આયતનો તરજુમો.

"બેશક ઈબ્લીસે એ લોકોના સંબંધમાં પોતાની ધારણા સાચી પાડી કે તેઓ તેના વશ થઈ ગયા પરંતુ સાચા મોમીનોની જમાઅત એનાથી બચેલી રહી.'

એ પરથી ઈબ્લીસે કહ્યું કે હું પણ ઈન્સાનથી ત્યાં લગી વેગળો નહિ થાઉં જ્યાં લગી એનામાં રૂહ (ના થોડાક શ્વાસ) બાકી છે. એનાથી જૂઠા વાયદા કરીને અને આશાઓ અપાવીને ધોકો આપતો રહીશ. એ પરથી અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો. આયતનો તરજુમો :-

"કસમ છે મારી ઈઝઝત અને જલાલના કે હું પણ એની તવબાને બંધ કરીશ નહિ. જ્યાં સુધી કે તે અંતિમશ્વાસ અને મવતના ગરગરા સુધી પહોંચી ન જાય અને તે જ્યારે મને પુકારશે હું એની ફરિયાદને પહોંચીશ. જ્યારે મને સવાલ કરશે તેને હું આપીશ. મગફિરત તલબ કરશે તેની મગફિરત (નજાત) કરીશ."

ઈમામ શિઅરાની (રહ.) એ પોતાની કિતાબ મુખ્તસર તઝકરએ કુર્તબીમાં લખ્યું છે કે કેટલીક રિવાયતોમાં છે કે ઈન્સાન જ્યારે નજઅના આલમમાં (દમ તોડવાની હાલતમાં) હોય છે તો બે શયતાન એની પાસે ડાબા જમણી આવીને બેસે છે. જમણી બાજુવાળો એના બાપની શિકલમાં આવે છે અને એને કહે છે કે બેટા હું તારા પર મહેરબાન અને માયાળુ છું. હું તને નસીહત કરૂં છું કે તું નસારા (ખ્રીસ્તી ઈસાઈ) નો મઝહબ અંગીકાર કરીને મરજે, કેમ કે તેજ બહેતરીન મઝહબ છે. અને ડાબી બાજુવાળો શયતાન મૈયતની મા ની શિકલમાં આવે છે અને કહે છે

બેટા મેં તને મારા પેટમાં રાખ્યો. દૂધ પીવાડયું ને ગોદમાં ઉછેર્યો છે હું તને નસીહત કરૂં છું કે તું યહુદીઓનો મઝહબ ધારણ કરીને મરજે કેમકે તેજ બહેતરીન મઝહબ છે.

અને લગભગ આજ વિષય ઈમામ ગિઝાલીએ પોતાની કિતાબ અદ્દુરતુલ ફાખેરહ ફિકશ્ફે ઉલુમિલ આખેરહમાં લખ્યો છે જેમાં આ છે કે ઇન્સાન જયારે દમ તોડવાના (જીવ છોડવાના) ખેંચાતાણીની એવી તીવ્ર તકલીફમાં ફસાએલો હોય છે કે મોટા મોટા અકકલમંદો અને હિકમતવાળાઓની અકકલો તે વેળા બેકાર સાબિત થાય છે. તો ઈન્સાનનો સૌથી મોટો શત્રુ શયતાન પોતાના પરિવારને લઇને પહોંચે છે. અને એ બધા તે લોકોની શિકલમાં આવે છે. જે તેનાથી પહેલાં ગુજરી ચૂકયા હોય છે જે તેના હિતેચ્છુ, મિત્ર અને સગાં હતાં. અને નેક તથા પરહેઝગાર મનાતા હતાં, પછી તેને કહે છે કે અમે તારા પહેલાં આ માર્ગથી પસાર થઈ ચૂકયા છીએ. અને માર્ગના ચઢાણ ઉતારથી વાકેફ છીએ. હવે તારો વારો છે. અને તારી ભલાઈ ખાતર સલાહ આપીએ છીએ કે તું યહુદીઓનો મઝહબ સ્વીકાર કરી લે. તેજ તારા માટે ભલાઈનો પંથ છે. અગર મૈયતે એમની વાત ન માની તો બીજી જમાઅત એવી રીતે બીજા સગાંવહાલાંની શિકલમાં આવીને કહે છે કે તું નસારા (ઈસાઈ ખ્રીસ્તી) નો મઝહબ ધારણ કરી લે કેમ કે આજ તે મઝહબ છે જેણે મુસા અલયહિસ્સલામના દીનને મન્સુખ (રદ) કર્યો છે. એવી રીતે ઈસ્લામ સિવાયના બીજા ધર્મોના બાતિલ અકીદઃ (માન્યતા) એના દિલમાં નાખે છે. પછી જેના નસીબમાં સાચા દીને ઈસ્લામથી ફરી જવાનું લખેલું હોય છે તે માણુસ એ સમયે ડગડગી જાય છે અને બાતિલ મઝહબને અંગીકાર કરી લે છે. એટલા માટે કુર્આને કરીમમાં આ દુઆ શીખવવામાં આવી છે.

(અર્થ) હે મારા પરવરદિગાર ! અમારા દિલોને હિદાયતના
પછી બાતિલની તરફ લઇ જઇશ નહિ. અને અમને
તારા તરફથી રહમત અતા ફરમાવ.

અને જે માણસ પર અલ્લાહ તઆલાની રહમત થાય છે તો અલ્લાહ તઆલા એને સાબિત કદમ (અડગ) રાખે છે. અને રહમતે ખુદાવંદી હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામની સાથે આવે છે. અને શયતાનોને દફે કરી દે છે અને ક્યારે કેટલીક વેળા મૈયત ખુશ થઈને આછું આછું હસે છે.

અને એક રિવાયતમાં છે કે જિબ્રઈલ અલયહિસ્સલામ કહે છે કે હે ફલાણા શું તું મને ઓળખતો નથી. હું જિબ્રઈલ છું અને આ બધા તારા દુશ્મનો શયતાનો છે. તું એમની વાતોમાં આવતો નહિ. તારા સાચા દીને ઇસ્લામ અને શરીઅતે મુહમ્મદીયહ ઇબ્રાહીમીયહ પર કાયમ રહેજે. તે વેળા મરનારને માટે કોઈ ચીજ એનાથી વધુ ખુશ કરનારી અને રાહત આપનારી હોતી નથી જેમ કે આ આયતમાં છે કે (તરજુમો)

"જે લોકો ઈમાન લાવ્યા, અને અલ્લાહ તઆલાથી ડરતા રહ્યા એમના માટે ખુશખબર છે. દુન્યાના જીવનમાં પણ અને આખેરતમાં પણ."

## ( ઈમામ અબુ જઅફર કુર્તુબીની વફાત અને શયતાનો )

ઈમામ અબુ જઅફર કુર્તબી (રહ.) નો નઝઅ (છેલ્લા શ્વાસ) શરૂ થયો તો હાજરજનોએ કહ્યું લાઈલાહ ઈલ્લલ્લાહ પઢો. તેઓ એના જવાબમાં કહેતા હતા લા. (નહિ) થોડીક વાર પછી તેઓ સ્વસ્થ થયા અને આંખ ખોલી તો લોકોએ

પૂછયું કે કલમએ તૈયબહ પઢવાનું આપને કહ્યું તો આપ લા (નહિ) કહી રહ્યા હતા એ શું વાત છે? એમણે જવાબ આપ્યો કે હું લા (નહિ) કહી રહ્યો હતો તે તમારા જવાબમાં નહોતો કહી રહ્યો પરંતુ બે શયતાનો મારી સામે ઉભેલા હતા. એક કહેતો હતો કે ઈસાઈ ધર્મ ગ્રહણ કરીને મરજો. જ્યારે બીજો કહેતો હતો કે યહુદી થઈને મરજો. હું એમના જવાબમાં કહી રહ્યો હતો લા (નહિ. નહિ) અને કહી રહ્યો હતો કે શું તમે મને અત્યારે આ સબક પઢાવો છો હાલાંકે મેં જાતે પોતે મારી કલમથી કિતાબ તિરમિઝી અને નસાઈમાં નબીએ કરીમ (સ. અ. વ) ની આ હદીસ લખી છે. "શયતાન તમારામાંથી કેટલાકની પાસે એની મવતથી પહેલાં આવે છે અને કહે છે કે યહુદી થઈને મર, યા નસરાની થઈને મર."

ઈમામ કુર્તુબીના આ પ્રસંગને નકલ કરવાના બાદ ફરમાવ્યું કે આ જાતના બનાવો ઉમ્મતના ઘણા સાલેહીનને પેશ આવ્યા છે કે તે કલેમએ તૈયબહની તલકીન (સમજાવવું) વેળા ઈન્કાર કરતા હતા. જોનારા સમજતા હતા કે કલેમાથી ઈન્કાર કરે છે પરંતુ તેઓ શયતાની વાતોનો ઇન્કાર કરી રહ્યા હતા. અને હઝરત મુજાહિદ (રહ.) ફરમાવે છે કે દરેક મોમીન જ્યારે મરે છે તો એના સહચરો અને સાથે બેસનારાઓને એની સામે લાવવામાં આવે છે અને જો તે લહવો લઅબ (દુનિયાના નિરર્થક કામો) વાળાઓમાં હતો તો તેવાજ માણસો અને પરહેઝગાર તથા બંદગી કરનાર હતો તો તેવાજ લોકોને લાવવામાં આવે છે. એટલે ઈન્સાનને જોઈએ કે તે ગાફિલ અને દુનિયાના નકામા કામોમાં રચ્યાપચ્યા રહેનાર લોકોની સંગતથી દૂર રહે.

## (શયતાનના મુકાબલામાં ફરિશ્તાઓની મદદ અને ખુશખબર)

મિસ્કીન અને નિર્બળ ઈન્સાન, પછી લાંબા સમયનો બિમાર, નસેનસ ઝખ્મી હોશ હવાસ (સાન ભાન) પહેલાંથીજ ઠેકાણે નહિ એના ઉપર જીવ ત્યાગવાની ખેંચાતાણી અને મવતની સકરાતની સખતમાં સખત તકલીફ, આવી ભયાનક અને બિહામણી વાટમાં દુશ્મનોના લશ્કરનો હુમલો અને તે પણ દુશ્મનોના લિબાસમાં નહિ બલ્કે માબાપ અને સગાંવહાલાં મિત્રો અને સ્નેહીઓના વેશમાં, ભલાઈ ભર્યો મશ્વેરો સલાહના રૂપમાં આ બધા શત્રુમેળાની કલ્પના કરો અને પછી વિચારો તો જણાશે કે શાયદ એક ઈન્સાન પણ આ મંઝિલમાં સાબિત કદમ (અડગ) ન રહે. પરંતુ "શત્રુ શું કરી શકે જ્યાં દોસ્ત મહેરબાન હોય" એ કહેવત મુજબ જેટલો એ સમય સખત જેટલું એ દ્રશ્ય ભયાનક જેટલો એ માર્ગ ખતરનાક છે. તેટલાજ દયાળુ કૃપાળુ અલ્લાહ જલ્લે શાનહુએ આ કમઝોર ઈન્સાનના માટે ઈમદાદ અને સહાયતાની સામગ્રી પુરતા પ્રમાણમાં તૈયાર ફરમાવી દીધી છે. અલ્લાહ તઆલા ફરમાવે છે.

"જે લોકોએ ઈકરાર કરી લીધો કે અમારો રબ અલ્લાહ છે અને પછી એના પર અડગ અચલ રહ્યા. (યાને એને છોડ્યો નહિ) તેમના પર ફરિશ્તા ઉતરશે કે ન તમે રંજ કરો ન ચિંતાતુર થાવ. અને તમે જન્નત પર ખુશ રહો જેનો તમને વાયદો કરવામાં આવતો હતો. અમે તમારા દોસ્ત હતા દુનિયાની ઝિંદગીમાં પણ અને આખેરતમાં પણ દોસ્ત રહીશું અને તમારે માટે એમાં જે ચીજને તમારૂં દિલ ચાહશે તે મૌજુદ છે. વળી તમારા માટે તેમાં જે માગશો તે મૌજુદ છે. એ ક્ષમા આપનાર ગફુરૂર્રહીમ તરફથી મેહમાની રૂપે હશે."

ઉપરની આયતે શરીફામાં બે શબ્દો ખાસ મનન કરવા જેવા છે. જેની તફસીર જુદી જુદી રીતે વારિદ થઈ છે એક ઇસ્તેકામત તથા બીજો તનઝઝુલ મલાઈકા.

ઇસ્તેકામતની જુદી જુદી તફસીરો હઝરત સહાબા તથા તાબેઈનથી નકલ થઈ છે પરંતુ ખરૂં જોતાં તે જુદી જુદી નથી બલ્કે ઈસ્તેકામતના દરજ્જા જુદા જુદા છે. એટલે એનાં શિર્ષકો જુદાં જુદાં અપાયાં છે. સર્વમાન્ય તફસીર જે છે તે હઝરત સીદ્દીકે અકબર (રદી.)ની છે જેનો સાર ઇમાન તથા તૌહીદ પર અડગ અચલ રહેવું છે યાને એના પર કાયમ રહે. શિર્ક અને કુફ્રમાં ફસાય નહિ.

તનઝઝુલ મલાઈક સંબંધી પણ જુદા જુદા અકવાલ છે. કેટલાકોએ ફરમાવ્યું છે કે મવતની વેળા, ઇન્સાનની મદદ માટે ઉતરશે. જ્યારે કેટલાકોએ એનું ક્ષેત્ર કબરને અને કેટલાકોએ કયામતના મયદાનને બતાવ્યું છે પરંતુ ઇમામ ઇબ્ને કશીર (રહ.) હઝરત ઝયદ બિન અસ્લમ (રદી.) થી આ તફસીર નકલ કરે છે.

> "ફરિશ્તા એને ખૂશ ખબર આપશે. મૌતના સમયે તથા કબરમાં, અને જ્યારે તે કયામતમાં ઉઠશે. આ રિવાયતને ઇબ્ને અબી હાતિમે નકલ કરી છે અને આ તફસીર બધીય તફસીરના નીચોડરૂપ છે અને એ જ બહેતર છે. અને એવું જ થશે."

સારાંશ કે આયતે કરીમાથી સાબિત થયું કે જે લોકો અંત સમય સુધી ઈસ્લામ પર અને ઈમાન પર કાયમ રહ્યા. એમની મવત વેળા ફરિશ્તા એમના ઉપર ઉતરશે. અને ખૂશ ખબરી આપશે. સાહિબે રૂહુલ મઆની લખે છે કે એ ફરિશ્તા મરનારને દરેક રીતે મદદ કરશે. જે જાતની કોઇ

ફિકર-ચિંતા દુન્યાની યા આખેરતની તે વેળા હશે. ફરિશ્તા એમાં મદદ કરશે. અને એના દિલમાંથી ફિકર ચિંતા હઠાવી દેશે અને દરેક જાતના ભય અને રંજથી એને મુક્તિ અપાવશે. ઉપરોક્ત આયતમાં મુસલમાનનું બે-ચીજોથી સુરક્ષિત હોવાનું ઈરશાદ છે. એક ખોફ બીજો ગમ, ખોફ (ભય) તો તે ચીજોના સંબંધી હોય છે જે આઈન્દા આ માર્ગમાં આવનારી છે. યાને કબર, અને હશર વગેરે અને રંજો ગમ એ ચીજો સંબંધી છે જે પોતાની પાછળ છોડી રહ્યો છે, યાને ઔરત તથા બાળકો સગાં વગેરે. અને ફરિશ્તાઓની એ વાતોનું તાત્પર્ય આ હશે કે તમે હવે પછી આવનારા ખતરાઓથી ન ડરો, કેમ કે અમે તમારી સાથે છીએ. તમને મદદ કરવા માટે જ અમને મોકલવામાં આવ્યા છે અને તમે દુનિયામાં તમારા જે અહલો અયાલ અને સગાંસંબંધીઓ છોડયાં છે તેમની ફિકર ચિંતા ન કરો, કેમ કે અમે એમની દેખરેખ અને સંભાળ રાખીશું.

અને તઝકરએ કુર્તબીના હવાલાથી એ ગુજરી ચૂકયું છે કે જિબ્રઈલ અલયહિસ્સલામ અને બીજા ફરિશ્તા શયતાનને એની સામેથી દુર કરશે અને તેને દીને હક પર રહેવાની તાકીદ કરશે.

અને હઝરત મયમૂના બિન્તે સઅદ (રદી.) ફરમાવે છે કે મેં પૂછયું "યા રસૂલુલ્લાહ! શું ગુસલની હાજતવાળો માણુસ ગુસલ કર્યા વિના સૂઈ રહે તો કોઇ વાંધો નથી?" આં હઝરત (સ.અ.વ.)એ ફરમાવ્યું.

"મને પસંદ નથી કે તે વઝુ કર્યા વિના સૂઇ રહે, કેમ કે મને ભય રહે છે કે કયાંક સુવામાં જ એની મવત આવી જાય; તો એની પાસે જિબ્રઈલ અલયહિસ્સલામ નહિ આવે."

આ હદીસથી જણાયું કે હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામ, મરનારની પાસે પધારે છે. પરંતુ તે જનાબતની હાલતમાં (ગુસલ કર્યા વિના) મરી જાય તો એના જનાઝા પર નથી આવતા. સારાંશ કે એ સખ્ત મુસીબતની વેળા હક તઆલાની રહમતે કામિલ મોમીનની ઉપર ઉતરે છે. અને ફરિશ્તા એની મદદ અને માર્ગદર્શન માટે મોકલવામાં આવે છે. તેઓ આવીને શયતાનોને ભગાડે છે. અને તેને દરેક ભય અને ગમથી નચિંત કરે છે. અને એમની જ મદદ અને સહાયતા વડે મુસલમાન એટલો બળવાન અને શક્તિશાળી થઈ જાય છે કે શયતાનના પાખંડો એની સામે જરાય ચાલતા નથી. અને તે એવા નાઝુક અને કટોકટીના સમયે ખબરદાર થઈ જાય છે. શયતાનના ફરેબમાં આવતો નથી. જેમાં મોટા મોટા અક્કલમંદો અને ચાલાકો પણ ફસાઈ જાય છે.

## ( હઝરત ઇમામ અહમદ બિન હમ્બલની વફાતનો બનાવ )

ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)ના સાહબઝાદા અબ્દુલ્લાહ ફરમાવે છે કે જ્યારે ઇમામ સાહબની વફાતનો સમય આવી પહોંચ્યો તો હું આપનું જડબુ બાંધવા સારૂ હાથમાં કપડું લઈને ઉભો હતો. આપનો એ હાલ હતો કે પરસેવામાં તરબોળ થઈ જતા હતા. અને પાછા હોશમાં આવી જતા હતા અને ફરમાવતા હતા લાબઅદુ લાબઅદુ જ્યારે વારંવાર એમને એવું બોલતાં સાંભળ્યા તો મેં પૂછ્યું કે અબ્બાજાન આપ આ શું ફરમાવો છો. પિતાજીએ ફરમાવ્યું કે શયતાન મારી સામે ઉભેલો છે. અને મોંમાં આંગળાં ખોસીને કહી રહ્યો છે કે અફસોસ હે અહમદ તમે અમારા હાથથી છૂટી ગયા. હું એના જવાબમાં કહું છું લાબઅદુ યાને હજી નથી છૂટયો કે જ્યાં સુધી મવત ન આવી જાય.

[કેમકે જ્યાં સુધી શ્વાસ બાકી છે ત્યાં સુધી હું તારા મકર અને ફરેબથી ગાફિલ અને બે પરવા નથી] શયતાનનો આશય એ હતો કે તે વેળા એમને બેખૌફ બનાવીને પછી કોઈ હુમલો કરી દે. હઝરત ઈમામે એના મકરને સમજી લીધો અને જવાબ આપ્યો કે સુબહાનલ્લાહ. આવી રીતે ઘણા અલ્લાહવાળાઓને આવી જાતના પ્રસંગો પેશ આવ્યા છે કે અંતિમ ઘડીએ મવતની ખેંચતાણમાં શયતાનના સવાલોના બરાબર જવાબ આપ્યા છે

ઈમામ ફખરૂદ્દીન રાઝી (રહ.) નો મવતના ટાણેનો શયતાન સાથેનો વાદવિવાદ મશહુર છે. એવા સમયે શયતાનના ફરેબ અને પાખંડનો શિકાર તેજ થઇ પડે છે જેના ઈમાનમાં નુકસાન હોય.

## ( મવતની વેળા શયતાનની જાળમાં ફસાવાના કારણો )

મજકુર આયત અને હદીસથી સાબિત થઈ ગયું કે જાન અને ઈમાનનો દુશ્મન શયતાને લઈન મવતની છેલ્લી ઘડીઓમાં ઇન્સાનના ઈમાન પર છાપો મારે છે અને એના મકર તથા ફરેબથી બચવાનું ઇન્સાન માટે ઘણું અઘરૂં છે. જ્યાં લગી અલ્લાહ તઆલાની અપાર રહમત એના પ્રતિ કૃપા ન ફરમાવે. અને ફરિશ્તાઓની જમાઅત એમને આવીને ભગાડી મૂકે. આ પણ એ આયતથી જણાયું કે એ રહમત, અને ફરિશ્તાઓની સહાયતા તેજ લોકોના માટે છે જેઓ અલ્લાહ તઆલાના રબ હોવાનો ઇકરાર કરે. અને અંત લગી એના પર અડગ રહે. એનાથી જણાયું કે જે લોકો ઈમાન જ ન લાવે, અને અલ્લાહ તઆલાના રબ હોવાનો ઈકરાર જ ન કરે તેઓ પહેલાંથી શયતાનની જાળમાં ફસાએલા જ હતા અને

તે વેળા પણ રહેશે. અને અલ્લાહ તઆલાની રહમત અને ખુશખબરી તથા ફરિશ્તાઓની સહાયતાથી મહરૂમ બદ્કે અઝાબની તાકીદના પાત્ર ઠરશે.

એવી રીતે જે લોકો ઈમાન લઈ આવ્યા અને એના પર સાબિત કદમ ન રહ્યા તે પણ અલ્લાહની રહમત અને ફરિશ્તાઓની ઈમદાદથી વંચિત રહેશે. પછી સાબિત કદમ ન રહેવાના અમુક દરજ્જા છે. એક તો આ કે મઆઝલ્લાહ ઈમાન જ ખોઇ બેસે. બીજું આ કે એવા ગુનાહો અને અપરાધના કામોમાં ડૂબેલો રહે. અને એના પર હઠાગ્રહી રહે જેનાથી એ જાહેર થાય કે એના દિલમાં ખુદા તઆલાનો ખોફ નથી. જે ઈમાન અને અડગતાની રૂહ છે. એવા લોકો પણ એવા ટાણે ઘણુંખરૂં શયતાનના ફરેબના ભોગ થઈ પડે છે, ઈમામ શિઅરાની (રહ.) એ મુખ્તસર તઝકેરહમાં આવી જાતના ઘણા બનાવો નોંધ્યા છે. જેમાના થોડાક આ છે.

એક દલાલનો બનાવ છે. જે હંમેશા અને હર વખત વેપારના કામકાજમાં એવો લાગેલો રહેતો હતો કે તેને નમાઝ અને ઇબાદતનું ધ્યાન જ કદી આવતું ન હતું. મરતી વેળા એને કહેવામાં આવ્યું કે લાઈલાહા ઈલ્લલ્લાહ કહો, પરંતુ એના મુખેથી તો વેપારના હિસાબના આકડા અને ભાવો તથા આંગળીઓ પર એની જ ગણતરી હતી. એને કલેમો પઢવાની તોફીક નસીબ ન થઈ અને એવામાં જ તે મરી ગયો.

એવી જ રીતે એક માણસ દુનિયાના કામકાજોમાં ડૂબેલો અને દીન તથા ઇબાદતથી ગાફેલ રહેતો હતો. મરતી વેળા લોકો એને કલેમો પઢવાનું સમજાવતા હતા. જ્યારે તે જવાબ આપતો હતો કે તમે મારા ગધેડાને ઘાસ પણ નાખ્યું કે નહિ? એવી જ રીતે એક બાઝારૂ આદમીને લોકો મરતી

વેળા કલેમા તૈયબહ પઢાવવા ચાહતા હતા પરંતુ તે ગણિતના ગુણાકાર અને ભાગાકારમાં લાગેલો હતો અને એજ દશામાં દુનિયાથી વિદાય લીધી. એવી જ રીતે એક વેપારી જે પોતે પોતાની દ્રષ્ટિએ પુરૂં તોળવાને ટેવાએલો હતો પરંતુ તોળતી વેળા ત્રાજવાના પલ્લાંને સાફ કરતો ન હતો. અને કચરો તથા ધૂળના કારણે વજનમાં કમી થઈ જતી હતી. મરતી વેળા લોકોએ એને કહ્યું લાઈલાહા ઈલ્લલ્લાહ પઢો. તેણે જવાબ આપ્યો હું હોશ (ભાન) માં છું. અને દરેક વાત જીભથી બોલી શકું છું. પરંતુ જ્યારે કલેમા તૈયબહ પઢવા ચાહું છું તો જીભ ચાલતી જ નથી. કેમ કે મારી ઝુબાન પર ત્રાજવાનો કાંટો મૂકેલો છે. એટલા માટે કે હું તોળતી વેળા ત્રાજવાના પલ્લાને સાફ કરતો ન હતો. દુઆ કરો કે અલ્લાહ તઆલા મને આ બલામાંથી છોડાવે.

ફાયદો : ઘણું કરીને તે માણસ ત્રાજવામાં કચરાનો ભાર વધી જવાને કારણે ખુશ થતો હશે. નહિતર ચોકસાઈ અને ખિયાલ રાખવા છતાં ગફલત થઈ જવાના કારણે આ વબાલ હોઈ શકે નહિ.

એક માણસને મરતી વેળા લોકોએ કલેમાનો ઉપદેશ આપ્યો તો તેણે કહ્યું મારામાં કલેમો પઢવાની શકિત જ નથી કેમકે હું ઝુબાનથી મારા પડોશીઓને કષ્ટ પહોંચાડતો હતો.

એવી રીતે એક શખ્સને નઝઅ વેળા નસીહત કરવામાં આવી તો કહ્યું કે મને એ કલેમા પઢવાની શકિત જ નથી. લોકોએ કહ્યું કે ઉંડાણથી વિચાર કરો કે કયા ગુનાહના વબાલમાં આ સુરત થઈ તો કહ્યું કે હું મારી ઉમરમાં એક વેળા ઝિના (વ્યભિચાર) માં ફસાયો હતો.

આ બનાવોથી જણાયું કે કેટલીક વેળા કેટલાક ગુનાહિત કાર્યો એનું કારણ બની જાય છે કે કલમએ તૈયબહની તૌફીક

થતી નથી અને ઇન્સાન શયતાનના ફરેબનો શિકાર થઈ પડે છે. અને આવું થવાનું જાહેરી કારણ આ છે કે આદમી નચિંતાઇથી ગુનાહોમાં રચ્યોપચ્યો રહે. તૌબા ન કરે. ખુદાથી ન ડરે. નહિતર એવો કોણ છે જે કદી કોઈ ગુનાહમાં ફસાયો ન હોય. ઈમામ શિઅરાની મુખ્તસર તઝકેરહમાં એનો ખુલાસો ફરમાવે છે.

હઝરત મયમૂના (રદિ.) ની હદીસ જે ઉપર આવી ગઈ કે જિબ્રઇલ અલયહિસ્સલામ તે માણુસના જનાઝા પર નથી આવતા. જે જનાબતની હાલતમાં વઝુ કર્યા વિના સૂઈ જાય અને એમાંજ એની મવત આવી જાય. કેમકે જે મકાનમાં ગુસલની હાજતવાળો માણુસ હોય છે એમાં ફરિશ્તા આવતા નથી. અલબત્ત અગર તે વઝુ કરે (અને વઝુ કરવાને શકિત-માન ન હોય તો તયમ્મુમ કરે) તો ફરિશ્તાઓની નફરત રહેતી નથી. મજકુર હદીસથી સાબિત થયું કે જે ચીજોથી ફરિશ્તાઓને નફરત છે અને હદીસમાં મજકુર છે કે જે જગ્યાએ એ ચીજો હોય છે ત્યાં ફરિશ્તા નથી જતા અગર એવી ચીજો મૈયતની પાસે હોય તો ફરિશ્તાઓની મદદથી મહરૂમ રહેશે અને એવી હાલતમાં શયતાનના ફરેબનો ભોગ થઇ પડવું શકય છે. અને તે ચીજો જેના હોવાથી રહમતના ફરિશ્તા નથી આવતા તે અમુક વસ્તુઓ છે જેમાંથી મશહુર આ છે.

કુતરા, જાનદાર તસ્વીરો (ફોટાઓ) અવાજ કરનારા ઝેવર, ગુસલની હાજતવાળો આદમી ભલે તે મરદ હોય યા ઔરત અને કેટલીક રિવાયતોમાં આ પણ છે કે જે ઘરમાં ઔરત ઉઘાડે માથે બેઠી હોય ત્યાં પણ રહમતના ફરિશ્તા આવતા નથી. એક રિવાયતમાં આ પણ છે કે જે ઘરમાં પેશાબ કોઈ વાસણમાં ભેગું કર્યું હોય અને રાખી મૂક્યું હોય ત્યાં પણ રહમતના ફરિશ્તા આવતા નથી. આ બધી રિવાયતો

શિફાઉલ ઈસ્લામ ફિમા તુન્ફરૂ અન્હુલ મલાઇકિતુલ કિરામ રિસાલામાં હદીસની મુસ્તનદ કિતાબોના હવાલા સાથે મજકુર છે.

**જરૂરી ચેતવણી :** અફસોસ છે કે આજકાલ મુસલમાનોમાં કુતરા પાળવાનો, તસ્વીરો (ફોટાઓ) રાખવાનો શોખ એટલો બધો વધી ગયો છે કે કદી ભૂલથી પણ એ ખિયાલ નથી આવતો કે એ લઅનતના કારણે અલ્લાહના ફરિશ્તાઓના આગમનથી આપણે મહરૂમ રહીએ છીએ. જેમની ઈમદાદ અને સહાયતાનો ઈન્સાન હર વખત મોહતાજ છે. અને ખાસ કરી મરવાના અંતિમ સમયે તો એવું ન થવું જોઇએ.

## મવતની વેળા શયતાનના મકર ફરેબથી બચવાની તદબીરો

શયતાનના ફરેબથી સુરક્ષિત રહેવા માટે રહમતુલ લિલ આલમીન (સ. અ. વ.) ની હદીસો અને કુર્આની આયતોથી કેટલીક તદબીરો (યુકિતઓ) જણાઈ આવે છે.

સૌથી મોટી અને ભારે તદબીર તો ઈમાનની પુખ્તગી (દ્રઢતા) છે જે મજકુર આયતમાં સાબિત થાય છે. બીજી તદબીર અડગતા છે. અને અડગતા યાને અને સાબિત કદમના ઘણા દરજ્જા છે. તો એ અડઘતાનો દરજ્જો જેટલોય વધારે હશે, તેટલા જ પ્રમાણમાં શયતાનની જાળથી બચાવ વધારે થશે.

અદના દરજ્જો આ છે કે ઈમાન પર અંતિમ કાળ સુધી સાબિત કદમ રહે એનાથી પણ અલ્લાહની રહમત અને ફરિશ્તાઓની ઈમદાદની આશા છે. પરંતુ આ પણ સંભવિત છે કે કોઈ ગુનાહના વબાલના કારણે મહરૂમ થઈ જાય. અને આલા દરજ્જો આ છે કે તમામ ગુનાહોથી બચે તકવા ઈખ્તી-

ધાર કરે અને મધ્યમ દરજ્જો આ છે કે અગર ગફ્લતથી ગુનાહમાં ફસાઈ જાય તો ખુદા તઆલાના અઝાબનો ખિયાલ કરે અને તરત જ તૌબા કરે.

ત્રીજી તદબીર આ છે કે જનાબતની હાલતમાં વુઝુ કર્યા વિના થોડીવાર પણ ન રહે ખાસ કરીને ઉંઘવાના ટાણે.

ચોથી તદબીર આ છે કે પોતાના નફ્સ અને લિબાસ તથા મકાનને એવી ચીજોથી પાક રાખે જે ફરિશ્તાઓને દાખલ થવાથી રોકતી હોય. જેમ કે ફોટાઓ, કુતરા, ગુસલની હાજતવાળો માણુસ, અવાજ પેદા કરનાર ઘરેણું વગેરે.

પાંચમી તદબીર આ છે કે મા–બાપની તાબેદારીની આદત કેળવે. હદીસમાં છે કે એક માણુસ આં હઝરત (સ. અ. વ.) ની ખિદમતમાં હાજર થયો અને અર્ઝ કર્યું કે અમારે ત્યાં એક છોકરો છે જે મરણુની અંતિમ પળોમાં છે. તેને લાઇલાહા ઇલ્લલ્લાહુ પઢવાનું કહેવા, સમજાવવામાં આવે છે પરંતુ તેનાથી તે પઢાતું નથી. આપે ફરમાવ્યું કે શું તે પહેલાંથી કલેમા પઢવાનો આદી (ટેવાયેલો) ન હતો. ખુલાસો કર્યો કે પહેલાં તો એ બરાબર પઢતો હતો ? આપે ફરમાવ્યું તો પછી અત્યારે ન પઢી શકવાનું કારણુ શું ? અને આપ (સ. અ. વ.) પોતે ઉઠીને ત્યાં તશરીફ લઈ ગયા. અને એને કલેમા પઢવાને સમજાવ્યો. તેણે કહ્યું કે મારાથી કલેમા પઢી શકાતો નથી. મારામાં એ શક્તિ નથી. આપે ફરમાવ્યું એવું શા માટે ? છોકરાએ જવાબ આપ્યો કે હું મારી અમ્માની નાફરમાની કરતો હતો. એના પછી આં હઝરતે (સ. અ. વ.) એની અમ્માને બોલાવી એને ક્ષમા અપાવી. તો એની ઝબાન ઉઘડી ગઈ અને કલેમા તૌયબહ પઢીને દુન્યાથી વિદાય લીધી.

છઠ્ઠી તદબીર આ છે કે તે મૃત્યુ વેળા જ કરવામાં આવે છે. અને તે બીજાઓને કરવાની હોય છે. તે આ કે જ્યારે તે છેલ્લા શ્વાસ લેતો હોય ત્યારે એને કલમએ તૈયબહ લાઈલાહ ઈલ્લલ્લાહ પઢવાનું કહેવામાં આવે.

મસઅલો–પરંતુ બહેતર આ છે કે એમ ન કહે કે લાઈલાહ ઈલ્લલ્લાહ કહો કેમ કે એ સમય અતિ નાજુક હોય છે. બિમાર પોતાની તકલીફમાં ફસાએલો હોય છે, એવું ન થાય કે તે તકલીફના કારણે એમ ન કહી બેસે કે 'હું એ નથી કહેતો' બલ્કે એની પાસે બેસીને ખુદ કલેમો પઢવું શરૂ કરી દે.

અને અબુ હુરૈરહની એક હદીસમાં છે કે જ્યારે તમે મરનારની પાસે બેસો તો એના પર કલેમો પઢવાનો આગ્રહ ન કરો. કેમકે તે કદી ઝુબાનથી કહી લે છે અને કદી હાથથી ઈશારો કરે છે. કદી આંખથી અને કદી દિલથી.

અને શયખ અબ્દુલ બાકી (રહ.) ફરમાવે છે કે જેની ઝબાન બંધ થઈ જાય. યા બિમારીને લઈ બેહોશ થઈ જાય અને કલેમા ન પઢી શકે તો એના પર એની આગલી હાલતનો હુકમ કરવામાં આવશે. અગર તે કલેમા પઢનાર હતો તો અત્યારે પણ કલેમા પઢવાનો હુકમ લેખાશે.

મસઅલો : બિમાર જ્યારે એક વેળા લાઈલાહ ઈલ્લલ્લાહ પઢી લે તો પછી બીજી વાર તલકીન કરવાની અને પઢાવવાની જરૂરત નથી. અલબત્ત એના પછી તે કોઈ દુન્યવી વાતચીતમાં લાગી જાય તો પછી કલેમો પઢવાનું કહેવામા આવે.

કેટલીક હદીસોની રિવાયતમાં છે કે કલમએ તૈયબહ પઢવાના ઉપદેશ સાથે આ પણ કહેવામાં આવે "સાબિત કદમ રહો. અને કુવ્વત અલ્લાહ તરફથી છે.

સાતમી તદબીર જે શયતાનના ધોકાથી હિફાઝતમાં રાખનાર તથા મવતની સકરાતથી આસાનીનો સબબ છે તે આ છે કે મરનારની પાસે કુર્આન શરીફ પઢવામાં આવે ખાસ કરીને યાસીનની સુરત.

હદીસમાં છે કે જ્યારે કોઈ મૌયતની પાસે સુરએ યાસીન પઢવામાં આવે છે તો અલ્લાહ એના પર આસાની કરી દે છે. અને બીજી હદીસમાં હઝરત મુઅક્કલ બિન યસાર (રદી.) થી રિવાયત છે કે મરનારની પાસે સુરએ યાસીન પઢો.

અને હઝરત જાબિર (રદી.) ફરમાવે છે કે હઝરાત સહાબા મરનારની પાસે સુરએ રઅદ પઢવાનું પણ મુસ્તહબ સમજતા હતા કેમકે એનું પઢવું મૌયતની તકલીફને કમ કરી દે છે અને રૂહને કબ્ઝ કરવામાં આસાની કરી દે છે.

## ( ખાતેમો (અંત) )

ઈમામ શિઅરાની રહમતુલ્લાહ અલયહે પોતાની કિતાબ "મુખ્તસર તઝકેરહ"માં ફરમાવે છે કે (બધા) ઉલેમા એના પર સંમત છે કે ખાતેમો તે માણુસનો ખરાબ થાય છે જે પહેલાંથી જ બાતિનમાં ગુનાહો પર હઠાગ્રહી હોય અને કબીરા ગુનાહોની પરવા કરતો ન હોય. જે પહેલાંથી નેક હોય એનો ખાતેમો ખરાબ થતો જોયો નથી.

પરંતુ જે માણુસ પોતાના જાહેરમાં સાબિત કદમ અને અડગ હોય અને બાતિનમાં ગુનાહ પર આગ્રહી ન હોય તો અમે કદિ સાંભળ્યું નથી અને ન જ અમારા જાણુવામાં આવ્યું છે કે એવા માણુસનો ખાતેમા (અંત) બુરો થયો

હોય. (વલ્હમ્દુલિલ્લાહ) અલબત્ત જે શખ્સ પર ગુનાહોની મુહબ્બત, અને એમાં ફસાવાનું ગાલિબ હોય (યાને ઘણું વધારે હોય) અને તૌબાની વ્યવસ્થા ન હોય તો એવા શખ્સ પર કેટલીક વેળા તૌબાથી પહેલાં મવત આવી જાય છે અને શયતાનના મુકાબલાથી હારી જાય છે. તો લોકો પર એની હાલત જાહેર થઇ જાય છે.

સારાંશ કે જે શખ્સને લોકો જુએ છે કે (મઆઝલ્લાહ) એનો ખાતેમો ખરાબ થયો. તો તે કોઈ તે સમય પુરતી (વકતી) ચીજ નથી હોતી કે તેજ બિમારીની હાલતમાં બગડી બલ્કે તે પહેલાંના આમાલો અને અખ્લાકોની ખરાબી હોય છે. જેનું પ્રાકટય (જાહેર થવું) તે વેળા થઇ જાય છે. એમ ન માનવું કે તે વેળા જ તેની હાલત ખરાબ થઈ ગઇ.

## ફાયદો

ઘણી બધી હદીસો સમર્થન અને સાક્ષી રૂપ છે કે મવતના ગરગરા વેળાનું ન ઈમાન મોઅતેબર છે ન કુફ્ર મોઅતેબર છે. તો હવે સવાલ એ થાય છે કે તે વેળા શયતાનનું આવવું અને બહેકાવવું વ્યર્થ છે. નકામું છે. ખુદા ન ખ્વાસ્તા મુસલમાન તે વેળા કુફ્રના શબ્દો કહી પણ નાખે તો એના ઈમાન પર કોઈ અસર પડતી નથી. પછી એની ફિકર–ચિંતા કરવી અને તે વેળા શયતાનના ધોકાથી બીવાનો શો અર્થ ?

તો એનો જવાબ આ છે કે માફી યાને ક્ષમા થવાનો તે સમય છે જ્યારે રૂહ (જીવ) હલક (ગળા) ની અંદર પહોંચી

જાય. એનાથી અગાઉનો—એનાથી પહેલાં પહેલાંનો ઈમાન અને કુફ્ર મોઅતેબર (વિશ્વાસપાત્ર) છે. અને શયતાને લઈન એવા સમયે ધોકો આપવા ચાહે છે જ્યારે તે સમજે છે કે હજી એનો ઈખ્તિઆર (કાબુ) બાકી છે. અને એ તકલીફ અને પીડાની દશામાં છે. એના ઈમાન અને કુફ્ર ભરોસાલાયક છે. એ બીજી વાત છે કે એને પોતાને ધોકો થઈ જાય. અને મવતના ગરગરાને તે અંતિમ સમયનો ન સમજે. વલ્લાહુ સુબ્હાનહુ વ તઆલા ઈલ્મ.

અલબત્ત મરનારની પાસે જેઓ હોય તેઓ આ સમયને પારખી ન શકે. એટલે મરનાર જે કંઈ કહી રહ્યો છે તે મવતના ગરગરામાં કહી રહ્યો છે યા એનાથી અગાઉના સમયમાં કરી રહ્યો છે તે સમજવું મુશ્કેલ છે. એટલે ખુદા ન-ખ્વાસ્તા નજઅ (મરતી વેળા) ટાણે કોઈ મુસલમાનની ઝુબાન પર ખોટા ઉચ્ચારો આવી જાય, તો એના પર કુફ્રનો હુકમ ન લગાડવો જોઈએ વલ્લાહો આલમ વ બ નસ્તઈન.

મુહમ્મદ શફીઅ દેવબંદી અફી અન્હુ
૨૧મી સફર ૧૩૫૭ હિજરી

# આખેરતના એક મુસાફિરની અજીબો ગરીબ હાલત, મરણ શૈયા પર દોસ્ત અને દુશ્મનનો મુકાબલો

મવલાના મુહમ્મદ નઈમ સાહબ દેવબંદી મુદર્રીસ મદ્રસએ ઇમદાદીયહ મુરાદાબાદની ઈર્ષાપાત્ર વફાત.

બિસ્મિલ્લાહિર્રહમા નિર્રહીમ

શહીદે ઈશ્ક જી જાતે હૈંય જીસે કયા ગુઝરતે હૈંય
ખુદા યેહ મવત દે સબકો હમ ઉસ મરને પે મરતે હૈંય

એક સાચા અલ્લાહવાળાનું કથન છે કે, ઘણા જીવતા માણસો એવા છે કે એમના ઉલ્લેખ માત્રથી દિલમાં અંધકાર અને ધિક્કાર પેદા થાય છે. અને ઘણા મરેલા માણસો એવા છે એમની વાત કરતાં દિલ જીવંત થઈ જાય છે.

અત્રે જે આખેરતના મુસાફરની વાત લખાય છે. તેની નિ:શંક એવા મરેલાઓમાં ગણના થઇ શકે છે. એ બુઝુર્ગ વલીઅલ્લાહ અને ઉલ્માના વર્ગમાં નામના ધરાવતા ન હતા. ન જ સુફીઓમાં સુમાર થતા હતા એટલે એમની અલ્પ ઓળખ આપવા માટે થોડી વિગતોમાં ઉતરવું પડશે.

ખલીફા બશીર અહમદ સાહબ દેવબંદી જેઓ હુજ્જતુલ ઇસ્લામ વલ મુસ્લેમીન મવલાના મુહમ્મદ કાસિમ સાહબ બાનીએ દારૂલ ઉલુમ દેવબંદના ખાસ મુરીદ અને અંતેવાસીમાં

હતા. મવલાના મુહમ્મદ નઈમ સાહબ એમના જ ફરજંદે અર્જુમંદ હતા. મારા વાલિદ માજિદના પિતરાઈ ભાઈ હોવાના નાતે તેઓ મારા કાકા થતા હતા. ઉમરમાં મારાથી કમ હતા. અને કેટલીક કિતાબો મારી પાસે પઢી હોવાના સંબંધને લઈ તેઓ પોતાને મારો શાગિર્દ સમજતા હતા. પરંતુ ખુદાવંદ તઆલાએ જે હકીકી ઈલ્મ અને અમલી કમાલ એમને બક્ષ્વાં હતાં. તે સદાય મારા માટે ઈર્ષાપાત્રના સબબ થતા હતા. જીવનની અંતિમ પળોમાં જે હાલાત એમને પેશ આવ્યા. એમને જોઇ ને મોટા મોટાને રશ્ક થાય છે એ આખેરતના પ્રવાસીની મવત અને હયાત દર હકીકત એક અસરકારક વઅઝ છે. એટલા માટે એમાંનો અમુક ભાગ લખવાને દિલ લલચાયું છે.

તેઓ ઘણું કરીને હિ. સ. ૧૩૫૨માં દારૂલ ઉલૂમ દેવબંદની તઅલીમથી ઉચ્ચ ગુણો મેળવી ફારિગ થયા. અને અલ્લાહ તઆલાએ એમને તે જમાઅતની સાથે જોડી દીધા જેના સંબંધી ઈરશાદ છે. "અમે તેમને મખસુસ ફઝીલતની સાથે ખાસ કરી દીધા છે યાને આખેરતની યાદ."

એટલે જ તો તાલિબ ઇલ્મીના ઝમાનામાં ઈલ્મની સાથે અમલનો શોખ એમની પ્રત્યેક હરકતથી જાહેર થતો હતો. તે જ ઝમાનામાં અરબી ઉલુમોની અઝીમુશ્શાન પ્રવૃત્તિની સાથે કુર્આન શરીફ હિફ્ઝ કરવું શરૂ કર્યું અને મહાન આલિમ બનવાથી પહેલાં મહાન હાફિઝ થઈ ગયા. અને ફારિગ થયા પછી રાત–દિવસનો મશગલો કુર્આને કરીમ હતું તજવીદ હાસિલ કરવા સારૂ મુરાદાબાદ પહોંચ્યા અને એક મુદ્દત ત્યાં રહીને એ ફનને પુરો કર્યો.

ઘણું કરીને હિ. સન ૧૩૫૪માં મદ્રસએ ઇમ્દાદીયહ મુરાદાબાદમાં અરબીના મુદર્રીસ તરીકે ઉલૂમે અરબીયહની ખિદમત કરવા લાગ્યા. હિ. સ. ૧૩૫૬ના શાબાનમાં મદ્રસામાં રજા પડતાં ઘેર આવ્યા તો જણાયું કે એક અરસાથી ઝીણા તાવ વગેરેમાં ફસાએલા છે. ઇલાજ શરૂ કર્યો. પણ શકિત દિવસે દિવસે ઘટતી જતી હતી. પરંતુ બધીય નમાઝો ત્યાં લગી કે તરાવીહ પણ બરાબર મસ્જિદમાં હાજર થઇને અદા કરતા.

ઝિલ્કઅદ માસમાં જ્યારે ચાલવાથી બિલકુલ લાચાર થઈ ગયા અને તબીબોએ ચાલવાની તસ્દી ન લેવા માટે તાકીદથી રોકયા તો ઘરમાં નમાઝ પઢવી શરૂ કરી. ઘરમાં રહીને ઝિક્ર અને તિલાવતની ફુરસદ મળી ગઈ.

આજ હાલતમાં લગભગ સત્તર દિવસ પસાર થઈ ગયા. ૧૮ મી ઝિલ્કઅદને જુમ્આની સવારના આ લખનાર હાજર થયો તો રાતભરની બેચેની અને અનિદ્રાને કારણે સખ્ત તકલીફમાં હતા. છતાંય મને કહ્યું અલ્હમ્દુલિલ્લાહ તબીઅત સારી છે. છાતીમાં જરા દર્દ છે. જરા બળતરા છે. તબીબ અને ડોકટર જે ત્યાં હાજર હતા તે બધાએ હાલત નાઝુક બતાવી. મૂજ નાચીઝથી સદાય ખ્વાહિશ રાખતા કે કોઈ ચીઝ પઢવાને માટે બતાવી દઉં. મેં તે વેળા કહ્યું કે જે વેળા શાંતિ અને ચેન મળે અને તબીઅત ચાહે ત્યારે લાઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તો મિનઝ ઝાલેમીન પઢતા રહો.

અસરનો ટાઈમ થતાં વારંવાર ઉલ્ટી થવા માંડી એમાં એટલી ફુરસદ મળતી ન હતી કે જેમાં નમાઝ અદા કરી લે. મને બોલાવીને મસઅલો પૂછયો કે હું અત્યારે લાચાર છું. મઅઝુરના હુકમમાં દાખલ છું કે નહિ? મેં ઇત્મિનાન અપાવ્યો

કે તમે મઅઝુર છો એજ હાલતમાં નમાઝ પઢી શકો છો. તે વેળા લગી તેઓ આ દેખીતી દુનિયામાં (આલોકમાં) હતા અને ઈરાદો કર્યો કે ઉલટીથી જરા ચેન મળે તો નમાઝ પઢી લઉં. પરંતુ એટલી જ વારમાં બીજી દુનિયા (પરલોક) ના દર્શન થવા લાગ્યા. મગરિબની નમાઝ બાદ આ સેવક પહોંચ્યો તો હાજર-જનોએ બયાન કર્યું કે થોડીક વારથી હવાસ બરાબર લાગતા નથી. અને ગભરાટની વાતો કરી રહ્યા છે. પરંતુ હું જો દાખલ થયો તો ઓળખીને ખુશી વ્યક્ત કરી. અને ફરમાવ્યું કે મારા માથા પર હાથ મૂકો અને દુઆ પઢો. અને હઝરત મિયાં સાહબ [સય્યદી વ સનદી હઝરત મવલાના અસગર હુસયન સાહબ દામત બરકાતહુમ મુહદ્દીસ દારૂલ ઉલૂમ દેવબંદ] ને મારા સલામ કહી દેજો. એના પછી જ શયતાનિર્રજીમથી મુનાઝેરો (વાદવિવાદ) શરૂ થયો. અને લગભગ દોઢ કલાક સુધી એનો સિલસિલો આ લખનારની મૌજુદગીમાં ચ લુ રહ્યો. એજ સિલસિલામાં મને સંબોધીને કહ્યું કે આ મરદુદ મને અસરના વખતથી પજવી રહ્યો છે.

હવે જણાવ્યું કે હાજરજનો જે બોલવાને ગભરાટ સમજી રહ્યા હતા. તે પણ એ મરદુદ સાથેનો જ વાર્તાલાપ હતો.

મહુંમની બહેન જેઓ પાસે જ મૌજુદ હતી. અને બીજા ઘણાં મરદો અને ઔરતો જે પાસે હતાં એમનું બયાન છે કે મગરિબથી થોડા સમય પહેલાં [ જે જુમ્આના દિવસે ઘણી રિવાયતો અને ચિન્હોના એઅતબારથી દુઆની કબુલિયતની ઘડી છે. ]

પહેલાં તો ટુંકી વસીયત નિજની બે દિવસની કઝા થએલી નમાઝોના સંબંધી ફરમાવી અને પછી બહુજ આજીઝીપૂર્વક અને રડી રડીને હકતઆલાથી દુઆ શરૂ કરી કે “હે મારા

પરવરદિગાર! હું ઘણોજ બદઅમલ અને ગુનેગાર છું. આખી ઉમર ગુનાહો અને ગફલતોમાં ગુજારી છે. હું તને શું મોં બતાવું? પરંતુ તારોજ ઈરશાદ છે કે મારી રહમત મારા ગજબ કરતાં વધીને છે. એટલે હું તારી રહમતનો ઉમ્મીદવાર છું આ નમ્રતા અને આજીઝાના દુઆ એવી રીતે મંગાઈ કે જેઓ હાજર હતાં તે બધાં રડી ઉઠયાં.

દુઆનો સિલસિલો ખત્મ ન થયો હતો કે મોટા અવાજે કહ્યું હું તયમ્મુમ કરીશ. એમની બહેને માટીનું ઢેફું સામે લાવીને મૂકયું. તયમ્મુમ કરતાં જ કહેવું શરૂ કર્યું કે મરદુદ તને બતાવીશ. તું મને હકતઆલાની રહમતથી માયુસ કરવા ચાહે છે. હું કદી માયુસ (હતાશ) નહિ થાઉં. મને એની રહમતથી ઘણી મોટી ઉમ્મીદો છે. એની રહમતના ભરોસા પર કહું છું કે જરૂર જન્નતમાં જઈશ.

તું એક મોટીસી કિતાબ લઈને આવ્યો છે. અત્યારે મને બહેકાવવામાં આવ્યો છે. ખબીસ. આ હિંમત તેં એટલા માટે કરી કે હું ૧૭ દિવસથી મસ્જિદમાં ગયો નથી. પરંતુ મારી આ ગેરહાજરી ખુદાના હુકમથી હતી.

ત્યાર પછી આયતે કરીમઃ લાઈલાહ ઈલ્લા અન્ત સુબહાનક ઈન્ની કુન્તો મિનઝ ઝાલેમીન ફસતજબના લહુ વનજજયનાહુ મિનલ ગમ્મ પઢી અને આગળ વ કઝાલેક નુનજીલ મુમેનીન પઢવા ચાહતા હતા કે જીભ તોતડાઈ અને પછીથી જોર જોરથી વારંવાર પઢયું વ કઝાલેક નુનજીલ મુમેનીન વ કઝાલેક નુનજીલ મુમેનીન.

અને શયતાનને સંબોધીને કહ્યું કે મરદુદ તું એ ભૂલાવવા ચાહે છે પણ હું એને નહિં ભૂલી શકું. આ આયત મને

હઝરત મિયાં સાહબે શીખવી છે. અને મૌલવી મુહમ્મદ શફીઅ સાહબે બતાવી છે. અને પછી વારંવાર મોટે સાદે આ જુમલાને વ કઝાલેક નુનજીલ મુમેમીન પઢયું કે આખો ઓરડો ગુંજી ઉઠયો.

આ વાતો મારા પહોંચવા પહેલાં થઈ ચુકી હતી. જેને હાજરજનોએ ભાન ન હોવાનું માન્યું હતું. પરંતુ મારા પહોંચવા પર મને સારી રીતે ઓળખીને ખૂશ થયા. અને દુઆની વિનંતી કરી. અને હઝરત મિયાં સાહેબને સલામ પહોંચાડવાની વસીયત કરી. જેનાથી સાફ જાહેર થયું કે તે વેળા તેઓ પુરા સભાન હતા. બલ્કે અલ્લાહના દુશ્મન ઈબ્લીસે લઈનને જોઈને એનો મુકાબલો કરી રહ્યા હતા. એટલે જ તો મારા હાજર થયા બાદ મને કહ્યું કે આ મરદુદ મને અસરના વખતથી સતાવી રહ્યો છે. મેં લાહવલા વલા કુવ્વત ઈલ્લા બિલ્લા હિલ અલીયુલ અઝીમ પઢવાને સમજાવ્યું તો મોટા અવાજે એને પઢયું અને બોલ્યા કે ખબીસ હવે તને બતાવીશ. તું મને બહેકાવવા આવ્યો છે. લાઈલાહ ઈલ્લલ્લાહ મારા દિલમાં ખૂંપી ગએલું છે. અલ્લાહ અલ્લાહ મારી નસેનસમાં વસી ગયું છે. હાજરજનોમાંથી કોઈએ લાઈલાહ ઈલ્લલ્લાહ પઢયું તો એને પઢીને બોલ્યા કે આગળ શા માટે નથી બોલતા (મુહમ્મદુર રસુલુલ્લાહ સ. અ. વ.)

મોંમાંથી લોહીની ઉલટી ચાલુ હતી. અને જયારે એનાથી જરા ફૂરસદ મળી તો લાઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુરંસુલુલ્લાહ ( સલ્લલ્લાહુ અલયહે વસલ્લમ ) પુરેપુરા મોટા અવાજે પઢતા હતા અને કદી લાહવલા વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ અને કદી લાઈલાહ ઈલ્લા અન્તા સુબહાનક. પુરેપુરૂં પઢતા અને કદી

શયતાનને સંબોધીને કહેતા કે ખબીસ તું ગયો નથી. કદી મને સંબોધીને કહેતા કે એને મારો. એને હાંકી કાઢો !

તે વેળા આ છ માસના માંદા બિમારની હાલત આ હતી કે એમ લાગતું કે હમણાં જ કુસ્તી લડવા ઉભો થઈ જશે. એક વેળા કહ્યું કે તેં માન્યું હશે કે આ નાજુક વખત છે. અત્યારે બહેકાવી દઉં, જોઈ લે હવે મારા શરીરમા હરારત આવી ગઈ છે. હવે તને હું બતાવી દઇશ.

એના પછી કહ્યું કે આ ઘણા માણુસો ઉભા છે (જો કે ત્યાં સામે તો બેજ માણસો ઉભા હતા.) એવું માલુમ થાય છે કે સામે ફરિશ્તા દેખાયા હશે. પછી (ઘણું કરીને ફરિશ્તાઓને ખિતાબ કરીને) કહ્યું કે બસ હવે તો અલ્લાહ મીયાંને ત્યાં લઈ ચાલો.

સારાંશ કે આ જાતની વાતચીતનો સિલસિલો ઇશાના બાદ સુધી ચાલુ રહ્યો જેમાં વારંવાર પુરો કલેમા તૈયબહ પઢતા રહ્યા. અંતે રાતના સાડા નવ વાગે એ આખેરતના મુસાફરે પોતાની મંઝિલ પુરી કરી લીધી. ઇન્નાલિલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન.

અલ્લાહ તઆલા એમની પાછળ રહી ગએલાં સગાં–વહાલાંને સબ્રે જમીલ અતા ફરમાવે અને એ અલ્લાહના વલીની બરકતથી મહરૂમ ન ફરમાવે. આમીન.

આ એક મવત છે કે હજારો જીવન એના પર કુરબાન છે. અલ્લાહ તઆલા આપણને અને બધા મુસલમાનોને ખયરખૂબી ભર્યા ખાતેમાની દવલતથી મુશર્રફ ફરમાવે આમીન.

બંદા–મુહમ્મદ શફી અફી. અન્હો.
મુદર્રિસ દારૂલ ઉલૂમ દેવબંદ

# મિસરના વિજેતા અને મહાન સહાબી હઝરત અમ્ર બિન આસ (રદિ.)ની અંતિમ પળો

(મૌતનો ભય ભલભલાના હાંજા ગગડાવી નાખે છે. એનો પંજો જ્યારે કોઈ મહાન વ્યક્તિ કે સેનાપતિ પર પડે છે તો એની હાલત શું થી શું થઈ જાય છે. એનો ચિતાર નીચેના લેખથી સમજાશે.)

હઝરત અમ્ર બિન આસ ઈસ્લામના ઘણા મોટા વિજેતા તરીકે મશહુર છે. એમની વીરતા, ઉમદા મુત્સદ્દીગીરી અને વિજયોના પ્રસંગોથી ઇતિહાસના પૃષ્ઠો ભરેલાં છે. મિસરનો વિજય માત્ર એમના જ શોચ વિચાર અને વ્યુહરચનાને આભારી હતો અને બની ઉમૈયહની ખિલાફતમાં પણ એમનો ઘણો મોટો હાથ હતો.

ઇતિહાસકારોનો સર્વસંમત અભિપ્રાય છે કે અરબનું રાજકારણ જે બે દિમાગોમાં જમા થઈ ગયું હતું તે અમ્ર બિન આસ અને મુઆવિયહ બિન સુફયાનના દિમાગો હતા. એ બે દિમાગોએ રાજકિય હિકમતે અમલીથી ઈસ્લામી સિયાસતનો પ્રવાહ તે તરફ વાળી દીધો જે તરફ તે લઇ જવા ચાહતા હતાં. હઝરત અલી કર્રમલ્લાહુ વજહુ અને ખિલાફતે રાશિદાની વ્યવસ્થાને ફક્ત અમીર મુઆવિયહની સિયાસતે હરાવી નથી બલ્કે એમાં સૌથી વધુ તો અમ્ર બિન આસનું દિમાગ હતું.

એવા એક સિયાસી વિચારકે મવતની કેવી રીતે આવ ભગત કરી. મવત વેળા એમની શી દશા હતી એનું ચિત્રણ અને વિગતો ભારે ઈબ્રતનાક અને બોધદાયક છે. ઇતિહાસકારોનું કથન છે કે જ્યારે હજરત અમ્ર બિન આસની બિમારીએ ભય-જનક રૂપ પકડ્યું અને અરબના એ દાનેશ્વર રાજપુરુષની જિંદગીની કોઈ આશા ન રહી તો એમણે પોતાના લશ્કરના સેનાપતિઓને બોલાવી મંગાવીને સૂતાં સૂતા જ સવાલ કર્યો 'હું તમારા સાથી તરીકે કેવો હતો ?'

જવાબ મળ્યો સુબ્હાનલ્લાહ ! આપ ઘણા જ મહેરબાન ઉપરી હતા. કદમ કદમ પર અમારી હિંમત વધારતા હતા અને મોકળા મને અમારા ઉપર નવાજિશો ફરમાવતા હતા.

અમ્ર બિન આસે આ સાંભળીને ગંભીરતાથી કહ્યું "હું આ બધું એટલા માટે કરતો હતો કે તમે રણક્ષેત્રમાં મને મવતથી બચાવશો. તમે સૈનિક હતા. અને રણસંગ્રામમાં પોતાના સરદાર માટે ઢાલ રૂપ હતા. પરંતુ આ પણ જોઈ લ્યો કે તમારામાંનો કોઈ પણ મને મવતના પંજામાંથી બચાવી શકતો નથી. મવત મારી સામે ઉભું છે અને મારૂં કામ તમામ કરી દેવા ચાહે છે. અગર તમારામાં હિંમત હોય તો આગળ વધો અને મવતથી બચાવી લ્યો."

આ જોઈ સેનાપતિઓ એકબીજાનું મોં તાકવા લાગ્યા તેઓ મુંઝવણમાં હતા કે શું જવાબ આપવો. આખરે સેના-પતિઓમાં મુખ્ય એવા એક જણે કહ્યું કે અબુ અબ્દુલ્લાહ અમે આપ જેવા દાનેશ્વરના મુખેથી આજે આ કેવી વાતો સાંભળી રહ્યાં છીએ. આપ સારી પેઠે જાણો છો કે મવત સાથે મુકાબલો કરવાની–લડવાની–દુન્યાના કોઈ મોટામાં મોટા

ઇન્સાનમાં પણ તાકત નથી. મવત એ તો અલ્લાહનો હુકમ છે. અને અલ્લાહની આજ્ઞા સામે બધાયને માથું નમાવવું પડે છે.

અમ્ર બિન આસે એક આહ ભરીને કહ્યું, "વલ્લાહ હું એ હકીકતને ખૂબ સમજું છું. ખરે જ તમે મને મવતથી બચાવી શકતા નથી. પરંતુ કાશ હું એ વાત પહેલાંથી જ વિચારી લેત તો હું તમારામાંથી કોઈ એકને પણ મારી હિફાઝત માટે રાખત નહિ. ઇબ્ને અબી તાલિબ (હઝરત અલી)નું ભલું થજો કે એમણે કેવું સારૂં કહ્યું છે કે આદમીની સૌથી મોટી સુરક્ષક ખુદ એની પોતાની મવત છે. (તબકાતે ઈબ્ને સઅદ)

કેટલાક લોકો અમ્ર બિન આસની તબીઅત જોવા અને મિજાઝ પૂછવા આવ્યા હતા ત્યારે તેઓ મવતની સખ્તીમાં મુબ્તિલા હતા. ઈબ્ને આસે અચાનક ભીંત તરફ મોં ફેરવી લીધું અને મોંફાટ ડુસકાં ભરીને રડવા લાગ્યા. એમના દિકરા અબ્દુલ્લાહે પૂછ્યું આપ શા માટે રડો છો? શું આપને રસુલુલ્લાહે સ. અ. વ. ખુશખબરી સંભળાવી નથી? પછી એમણે તે બશારતો સંભળાવી. એ બશારતો (ખુશખબરો) સાંભળી તેઓ જરા શાંત પડયા અને જોવા આવનારાઓની તરફ રૂખ કરીને કહેવા લાગ્યા,

'મારી પાસે સૌથી શ્રેષ્ઠ પુંજી 'લાઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસુલુલ્લાહ'ની શહાદત અને ઈકરાર છે. મારા પર ત્રણ હાલતો ગુજરી છે. એક સમય આ હતો કે હું રસુલુલ્લાહ સ. અ. વ.મો કટ્ટર શત્રુ હતો. એમના જીવનો તરસ્યો હતો. મારી સૌથી મોટી તમન્ના એ હતી કે કોઈ રીતે મવકો મેળવીને આપને કત્લ કરી નાંખુ. અગર એ જ હાલતમાં હું મરી ગયો હોત તો યકીનન જહન્નમી હતો. પછી એક સમય તે આવ્યો

જ્યારે ખુદાએ મારા દિલમાં ઈસ્લામ નાખી દીધો અને મેં રસુલુલ્લાહ સ.અ.વ.ની ખિદમતમાં હાજર થઈને વિનંતી કરી કે, 'યા રસુલુલ્લાહ, આપનો મુબારક હાથ લંબાવો હું આપની બૈઅત માટે હાજર થયો છું. આપે મુબારક હાથ લંબાવ્યો તો મેં મારો હાથ ખેંચી લીધો તે પરથી હુઝુરે ફરમાવ્યું, 'અમ્ર! તમે હાથ કેમ ખેંચી લીધો?' મેં અર્ઝ કર્યું કે, 'યા રસુલુલ્લાહ!શર્ત કરો કે મારી બક્ષીસ થઈ જાય.' તે પરથી આપે ઈરશાદ કર્યો કે 'હે અમ્ર! શું તમે જાણતા નથી કે ઈસ્લામ સ્વીકારવાથી એના અગાઉના બધા ગુનાહ માફ થઈ જાય છે હિજરત પણ ગુનાહ મિટાવી દે છે અને હજ્જ પણ ગુનાહ મિટાવી દે છે.' તે વેળા મેં મારી હાલત જોઈ કે ન તો રસુલુલ્લાહથી વધીને મને કોઈ ઈન્સાન મહબૂબ હતા, ન જ રસુલુલ્લાહ સ.અ.વ.થી વધીને કોઈની ઈઝઝત મારી નજરમાં હતી. અગર એ હાલતમાં મરી જાત તો મારા જન્નતી હોવાની પુરેપુરી ઉમ્મીદ હતી. પછી એક ઝમાનો આવ્યો જેમાં અમે ઘણા સારા નઠારા કામો કર્યા. હું નથી જાણતો કે મારો અંજામ કેવો આવશે?'

આટલું બોલીને હઝરત અમ્ર બિન આસ જોરજોરથી હૈયાફાટ રડવા લાગ્યા અને બોલ્યા. 'કાશ હું રાજકારણની ઉંચનીચમાં ન ફસાત. એવી ખટપટમાં ન પડત. મેં મારી આકેબત જાતે જ બગાડી છે ખયર જે થવાનું હતું તે થયું દફન કરતી વેળા મારા પર માટી ધીમે ધીમે નાખજો. અને દફનથી પરવારો ત્યાં લગી મારી કબર કને રહેજો જ્યાં સુધી કે જાનવરને ઝુબ્હ કરીને એમનું ગોસ્ત તકસીમ ન થઈ જાય. પછી મને મારા પરવરદિગારને હવાલે કરી દેજો. હું કંઈ જ જાણતો નથી કે મારા પરવરદિગારના કાસિદોને શું જવાબ દઈ શકીશ (તબકાતે ઈબ્ને સઅદ)

હોશો હવાસ (સાનભાન) અંતિમ કાળ સુધી ઠેકાણે હતાં મુઆવિયહ બિન ખદીજ જોવા માટે આવ્યા તો જોયું કે છેલ્લા શ્વાસ જારી છે. એમણે પૂછયું કે કેમ છે? તેમણે જવાબ આપ્યો પીગળી રહ્યો છું. બગડું છું વધારે, અને બનું છું ઓછો. આ દશામાં મારા જેવા વૃધ્ધનું બચવું લગભગ નામુમકીન છે.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) મિજાઝ પૂછવા માટે આવ્યા અને સલામ કરી તબીઅત પૂછી તો કહેવા લાગ્યા "મેં મારી દુનિયા ઓછી બનાવી છતાંય નિજનો દીન વધુ બગાડી નાખ્યો. અગર મેં એને બગાડયો હોત જેને સંવાર્યો છે અને તેને શણગાર્યો હોત, જેને બગાડયો છે તો હું યકીની તોર પર બાઝી લઈ જાત. શું પૂછો છો? અત્યારે તો જમીન અને આકાશની વચ્ચે અદ્ધર છું ન ઉપર ચઢી શકું છું ન નીચે ઉતરી શકું છું. હે મારા ભત્રીજા મને એવી નસીહત કર જેનાથી હું નચિંત થઈ જાઉં"

ઈબ્ને અબ્બાસે જવાબ આપ્યો કે અબુ અબ્દુલ્લાહ હવે નસીહતનો સમય કયાં? આપનો ભત્રીજો તો ખુદ બુઢ્ઢો થઈને આપના ભાઈ જેવો બની ગયો છે. હવે હું રડવા સિવાય બીજું શું કરી શકું?

હઝરત અમ્ર બિન આસ આ જવાબ સાંભળીને ગમગીન થઈ ગયા અને કહેવા લાગ્યા "ઉફ કેવી સખ્ત ઘડી છે! કોઇ પણ સાથી નથી. હે ઈબ્ને અબ્બાસ તમારી વાતોથી મારી તકલીફ વધી રહી છે. તમે મને પરવરદિગારની રહમતથી નાઉમ્મીદ કરી રહ્યા છો. ઈલાહી મને ખૂબ કષ્ટ તકલીફ આપ ત્યાં લગી કે તારો ગુસ્સો દૂર થઈ જાય અને તારી રઝામંદી મળી જાય.

હઝરત અમ્ર બિન આસ જો કે ઘણા હિંમત અને શક્તિવાન હતા પરંતુ મવતે એમની હિંમત અને જુર્અત બળ અને શક્તિને હણી લીધાં હતાં એમની હાલત બાળકો જેવી હતી તેઓ ઝિંદગીમાં ઘણીવાર કહેતા હતા કે મને એ લોકો પર નવાઈ લાગે છે જેમનાં મવત વેળા હવાસ દુરૂસ્ત હોય છે સાન–ભાન ઠીક હોય છે. પરંતુ તેઓ પણ મવતના સંબંધમાં કંઈ બતાવતા નથી. લોકોને એ વાત યાદ હતી એટલે જ્યારે તેઓ આ મંઝિલ પર પહોંચ્યા તો હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસે એમને એમનું કથન યાદ દેવડાવ્યું એટલે અમ્ર બિન આસ બોલ્યા.

મવતની સિફત વર્ણવી શકાય તેમ નથી. તેનું વર્ણન શક્ય જ નથી પરંતુ અત્યારે હું એક ઈશારો કરી શકું છું મને એમ લાગે છે કે જાણે આસમાન ઝમીન પર તૂટી પડ્યું છે અને હું એ બન્નેની વચ્ચે પીસાતો ચાલ્યો જાઉં છું. આ સમય ઘણો જ નાઝુક છે.



અલ્લાહ તઆલા દરેક મુસ્લિમને મવતની સકરાતથી બચાવે. (આમીન)

★